# "મંગલ પુષ્પાંજલિ."

અખિલ બ્રહ્માંડના અધિપતિ અજર અમર અવિનાશી
દીનબંધુ કૃપાસિંધુ ભક્ત વત્સલ ભક્ત ભવભય ભંજન સચ્ચિ-
દાનંદ ધન પરમાનંદ પ્રભુ પુરૂષોત્તમ પરમેશ્વર સર્વ
વ્યાપક સર્વાન્તર્યામિ સર્વાત્મા વિશ્વંભરે વિશ્વા-
ધાર વિશ્વેશ દયાનિધિ વૈકુંઠપતિ દ્વારાધિશ
પૂર્ણબ્રહ્મ મહા મંગલ સ્વરૂપ
મહારાજાધિરાજ શ્રી
રણછોડરાય

શ્રી; —ડંકપુર કીંવા વૈકુંઠપુર.

પ્રભુ

આપની કૃપા પ્રસાદિથી
અનેક યોનિમાં અથડાતો હું આ
મનુષ્ય તેમાં (મુખ્ય) દ્વિજ દેહમાં આવી
આપના દર્શજ્યોતના પ્રકાશથી આપના ચ-
ર્ણાર્વિંદે વાસ કરી આપના અનંત ગુણગાનના
પુષ્પ કુંજમાંથી યથામત્યાનુસાર આપના ગુણાનુ-
ગાનનું આ પુષ્પ ચુંટી આપના ભક્તભયહર કલ્યાણ-
કારી સુકોમળ ચર્ણકમળમાં આ અલ્પજ્ઞ બાળક
સપ્રેમ પુર્વક સમર્પે છે. તે સ્વિકારશોજી.

આપના ચર્ણાનુરજ શંકર.

---

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે
છાપ્યું. ઠેકાણું. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.





**श्री गणेशायनमः** **श्री सरस्वत्यैनमः**

તે;—ગજમુખ દેવ ગણેશા, કમલાસન કરનારી

વિઘ્ન નિવારણ છો મંગલ બંધુ;— સરસ્વતી તું છે કરૂણાસિંધુ.

# મંગલા ચરણ.

---

## ( કવ્વાલી—ગઝલ. )

નમું હું ગુનપતિ દાતા, મયાકર શારદા માતા;
ગુણો સહુ આપના ગાતા; થયા છો જગત વિખ્યાતા.
મુશક પર ગુનપતિ સ્વારી, મયુરપર શારદા સારી;
ગણેશને બ્રહ્મચારી, કુંવારી છે વિણા ધારી.
પ્રથમ શુભ કાર્યમાં પહેલા, ગજાનન આવતા વ્હેલા;
અબિલ સીંદુર ગુલાલે; પુજાઓ ખુબ દુંદાળા.
જગતમાં રૂમઝુમ કરતી, વળી વીણા હાથે ધરતી;

દરિદ્રો દુઃખ તું હરતી, ધણાનો મોક્ષ તું કરતી.
ગજાનન સર્વ પુજાયે, ગુણો સહુ ખંતથી ગાયે;
અમારા કાર્યમાં નિત્યે, ગણેશા વિઘ્ન તું હરજે.
કૃપા કર શારદા દેવી, કરૂં છું અર્જ હું એવી;
સદા કેશવ હૃદય માંહી, વસો માતુ દયા લાવી.

---

મંગળા— ( કવ્વાલી—ગઝલ )

પ્રભાતે આપતો જાગો, મીઠી નિદ્રા તમો ત્યાગો;
કરે પક્ષિ મધુર રાગો, દુદંભી વાગીયા નાદો.
કરાવું દંત ધાવન ને, ધરાવું દળ તણો લાડુ.
વળી માખન અને સાકર, અથાણું છે પ્રભુ તાજું.
સુમોહન થાળને સુખડી, મિંઠુ દહિં દુધને પૂરી;
ધરૂં જળ પાનની બીડી, કરૂં શ્રી મંગળા આર્તિ.
ઉતારી પાઘને વાધો, સુગંધિ તેલ દઉં ચોળી;
પછીથી શુદ્ધ લઈ વારી, કરૂં હું સ્નાન તેયારી.
ધરિને દિલમાં પ્રીતી, ભણીને વેદની રીતી;
લઇ પંચામૃતો સારા, ચડાવું આપને પ્યારા.
સુગંધિ કેશરી ચંદન, કરૂં હું આપને મર્દન;
લઇને શુદ્ધ જળ સારૂ, પ્રભુ પ્રેમેજ ન્હવડાવું.
પ્રભુજી વસ્ત્ર બદલાવ્યું, પીતાંબર નાથ પ્હેરાવ્યું;
ધરાવ્યો પાઘને જામો, સદાદિલમાંજ વિરામો.
ધરી મોતી તણી શોભે, તિલક કુંકમનું કરીયું,
ગળે ઉપવીત તો ધરીયું, ઉપરણું શીર તો ધરીયું.

સુગંધિ અત્તરો છાંટી, ચડાવું પુષ્પ ને તુલ્સી;
મધુરી શ્યામ છે મુરતિ, કરૂં કેશવ પ્રભુ સ્તુતિ.
**બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.**

શૃંગાર— **કવ્વાલી ગઝલ.**

પુરી દહિં ચોપડા સારાં, સુમાખન મીસરી વાળાં;
શિરો દુધ શાક તો કોરાં, અથાણાં છે પ્રભુ તાજાં.
સુ મોહનથાળ દળલાડુ, બદામી ચીજનો શીરો;
જમી જળપાન લ્યો બીડું, પ્રભુજી આપ શૃંગારો.
મણી માણેકનો જડીઓ, મુકુટ સુવર્ણનો ધરીઓ;
ઘુઘરીયાળોજ કંદોરો, વળી મોતી તણો તોરો.
ધરી શિરપેચને કતરો, ધરી મોતી તણી શહેરો;
મણી મુક્તા તણા હારો, જરી જામો પ્રભુ ધાર્યો.
વિંટીઓ હસ્ત બાજુબંધ, કરણ મકરાકૃતી કુંડલ;
કૃપાળુ શ્યામળા સુંદિર, સુધારો આ હૃદય મંદિર.
ચિબુખ અલ્કાવલી બેસર મુકુટ તો કાચની કૃકડ;
ધરાવું હેમનું છત્તર, ગુલાબી છાટી દઉં અત્તર.
ધર્યા હસ્તે કડાં પ્હોંચી, મુખાકૃત છે સદા હસ્તી;
સુવર્ણ મોહમય બઉંસી, હૃદય મંદીરમાંજ વસી.
ગળામાં ગુલછડી ભારી, પ્રભુ છો લક્ષ્મિ વિહારી;
વળી વેણી તમે ધારી, ધરી છે ડામણી સારી.
સુરતિયાં શ્યામ છે સારી, ધરો વનમાળ ગિરિધારી:
ઉતારૂં આરતી તારી, જઉં કેશવ બલિહારી.
**બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.**

ગ્વાલ— કવ્વાલી ગઝલ.

પુરીને દગ તણાં લાડુ, ધર્યાં દુધ શાકને શીરો;
જમી જળ પાનનું બીડું, પ્રભુ પ્રેમેજ આરોગો.
પધારો આપ ધેનુમાં, બજાવો 'સામ' વેણુમાં;
સહુ ગોપીગણો જનમાં, સિધાવો બિંદરાબીનમાં.
કરો શ્રી કૃષ્ણજી લીલા, તુલાવીતેં ગિરિશીલા;
રમાડયો સર્પતો કાલી, રમ્યા છો રાસ વનમાળી.
સુણીને બંસરી તારી, ભુલી સહુ ભાન વ્રજનારી;
લુંટાવી વાટ મહીયારી, કરી રાધા તણી યારી.
યશોદા નંદના લાલા, મહીડાં ચોરને વ્હાલા;
વસુદે દેવકી બ્હાલા, દુઃખીના દુઃખ સહુ ટાળ્યાં.
કર્યા બાહુ શૌર્યનાં કામો, વિદાર્યો કંસજી મામો;
ભક્ત દિલ માંહ્ય વિરામો, કરો અમ્મર પ્રભુ નામો.
પ્રભુ ગૌધેનુને ચારી, થઇ મધ્યાન તૈયારી;
પધારો નગ્ર ગિરિધારી, જઉ કેશવ પ્રભુવારી.
બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.

---

રાજભોગ— ( કવાલી -- ગઝલ )

પ્રભુ ગૌધેનુને ચારી, પધાર્યા નગ્ર મોરારી;
ભર્યું છે શુદ્ધ તો વારી, કરાવું સ્નાન ગિરિધારી.
ધરાવું શ્વેત તો અંબર, ચડાવું પુષ્પ તુલસીદળ;
પહેરાવું વસ્ત્ર આભુષણ, વળી છે કર્ણમાં કુંડલ.

બીડાવું કનકનો બાજઠ, ધરૂં ચોતરફ અંતરપટ;
ધરાવું હેમની થાળી, ભરી શુદ્ધોદક ઝારી.
બનાવ્યું સુરમું વ્હાલા, વડાં બે શાક તો સારાં;
અથાણાં પાપડો તાજા, સુગંધિ ભાત છે ઝાઝા.
ઘઉં ને ઘી તણી પોળી, બનાવી ખીચડી રૂડી;
કર્યો દુધપાક ખંતેથી, કઢીને દાળ છે છુટી.
જગતના રાજ્યના રાજા, જમો રણુછોડજી રાજા;
મહારાજાય ધિરાજા, તમો ડાકોર બિરાજ્યા.
જમી જળપાન લ્યો બિડું, ઉતારૂં આરતી વ્હાલા;
પછી પ્રેમેજ પોઢાડું, જપું કેશવ પ્રભુ માલા.
**બોલો શ્રી રણુછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.**

---

ઉત્થાપન- ( કવાલી ગઝલ. )

પ્રભુ નિદ્રા તમો ત્યાગો, થયો સંધ્યા સમય જાગો:
ધરૂં બંટા અને મેવા, પ્રભુ પ્રેમેજ આરોગો.
જમી જળપાનનાં બીડાં, ધરાવું પુષ્પની માળા;
ઉતારૂં આરતી વ્હાલા, કનૈયા કૃષ્ણજી કાળા.
પ્રભુ પ્રલ્હાદ ઉગાર્યો, હીરણ્યાકસ્ય(ષ) સંહાર્યો:
શિવે સ્ત્રી વેષ તો ધાર્યો, તમારો ક્રોધ ઉતાર્યો.
પ્રભુ જય કુંજવિહારી, પ્રભુ જયજય ગિરિધારી;
ગરૂડપર આપની સ્વારી, જપે કેશવ પ્રભુવારી.
**બોલો શ્રી રણુછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.**

---

રાપન— (કવ્વાલી ગઝલ)

ભરી દુધ દેગડા ધરીયા, વળી પૂરી અને ભજીયાં;
ફ્રોળા ગાંગડી શીરા, અથણું શાક છે કેરાં.
ધરૂં જળ પાનની બીડી, ઉતારૂં આરતી તારી;
સુવર્ણ સર્વ ઉતારી, દઉં પુષ્પેજ શૃંગારી.
સુગંધિ પુષ્પનો બનીયો, ધરામું આપને તનીયો;
મુકુટ તો કાચંની ધરીયો, વળી જામો ફુલે ભરીયો.
ધર્યો મહ્કામ્છ ટીપારો, ફલી ગુંથેલ કંદોરો;
વળી શિરપેચને કતરો, કલી પુષ્પો તણી સહેરો.
ગુલાબી પુષ્પનો ભરીયો, કિરીટ મુકુટ પ્રભુ ધરીયો;
ફુમાલો શ્વેત પીછોડો, કલીની ચંદ્રીકા તોરો.
કડાં પ્હોચીજ બાજુબંધ, કરણ છે પુષ્પનાં કુંડલ;
ધરી પ્રભાવલી સુંદિર, કર્યાં છે પુષ્પ આભૂષણ.
ચિબુખને નાકમા બેસર, પગે ડોલર તણી ઝાંઝર;
કૃપાળુ સ્યામળા સુંદિર, મધુરી મૂર્તિયાં મનહર.
ભરી પુષ્પો થકી મુરલી, રહી અલ્કાવલી ઝૂલી;
છડી શિષ ફુલને વેણી, ધરી છે દામણી ઝીણી.
ગુલાબી પુષ્પનું ભરીયું, ઉપરણું શીરતો ધરીયું;
ભરી પુષ્પોતણી કલીયું, તિલક સુંદિર તો કરીયું.
સુગંધી પુષ્પની માલા, ધરો વનમાલી વનમાલા;
કનૈયા નંદના લાલા, કરૂં કેશવ પ્રભુ કાલા.

**બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.**

સખડી ભોગ.— કવ્વાલી—ગઝલ.

સુવર્ણ બાજઠો ઢાળ્યાં, કનકના થાળ તો પીરસ્યા;
બિરાજો શ્રી હરી વ્હાલા, ધર્યા ભોગોજ સખડીના.
મગજ બુંદી તણો લાડુ, વળી દળ ચુરમું છુટું.
પુરણ પોળી વળી ઘેબર, જલેબી લાવશી ધ્રુકડ.
ફરી ધારી સુતરફેણી, સુમોહનથાળ બાસુદી;
કર્યો દુધપાક ખંતેથી, ધર્યો શીખંડને બરફી
ધર્યા છે માલપુવા શેવો, બિરંજખાજા અને મેવો;
સુકો લીલો ઘણો એવો, પ્રભુ પ્રેમે ધર્યો હલવો.
શિરો પુરી અને ભજીયા, વડીને પાપડો તળીયાં.
તીખાંને તમતમા સારાં, અથાણાં આપને ધરીયાં.
કઢોળો શાકને ભાજી, પ્રભુ થયા બાજીથી રાજી
વધારી દાળ તો ઝાઝી, કચોરી રાઈતાં ચટણી;
ખમણ કીધાંજ ખંતેથી, સુગંધી ભાત દઉં પીરસી.
પ્રભુ ઝારી ભરી જળની, પીરસાયો થાળ પ્રીતેથી.
જગતના રાજ્યના રાજા, જમો રણછોડજી રાજા;
જમી જળપાન લ્યો રાયા, બીડું તાંબુલનું વ્હાલા.
બિછાના મશરૂના ભરીયા, ભરી ગાદી અને તકીયા;
ભરી પુષ્પો થકી શીયા, પલંગો હેમના ઢળીયા.
ઉતારૂં પુષ્પ આભુષણ, ધરાવું ધોતી ચાદરતે.
સુગંધી પુષ્પના હારો, ચંબેલી જુઇ ડોલરતો
મણી માણેકની જડતર, સુવર્ણ ચાંખડી ફક્કડ;
દયાળુ શ્રી હરી સુંદર, પધારો ચાખડી ઉપર.

સુમોતીડે વધાવું હું, પ્રભુ ઝુલે ઝુલાવું હું;
બલિહારી અહો જાઉં, ગુણો કેશવ પ્રભુ ગાઉં
**બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.**

---

## ( આરતી. )

જય જય જગ ત્રાતા, પ્રભુ જય જય જગ ત્રાતા;
વિશ્વ વિષે વિખ્યાતા(૨)ગુણ તારા ગાતા—જયદેવ જયદેવ.
સુંદર શ્યામ સ્વરૂપ, ચાર ભુજા ધારી—પ્રભુચાર૦
શંખ ચક્રહી હસ્તે ( )પદ્મ ગદા ભારી; જયદેવ જયદેવ.
પ્હેર્યું અંબર પીત, મયુર મુકુટ ધરીયો;—પ્રભુમયુર૦
રત્ન કનકનાં કુંડલ (૨)પગમા ઝાંઝરીયો;—જયદેવ જયદેવ.
કંઠે મુક્તા હાર, રત્ન જડીત્ર સારા;—પ્રભુરત્ન૦
વેઢ વિંટી બાજુબંધ (૨) હસ્ત વિષે પ્હેર્યાં,—જયદેવ જયદેવ.
કુમકુમ તિલક ભાલ, પુષ્પ તણી માલા; -પ્રભુપુષ્પ૦
જરકશી ઝામો શોભે(૨)શ્યામ સુંદિરકાળા;—જયદેવ જયદેવ.
અકળ કળા ન કળાય, અકળીત તુજમાયા, પ્રભુ અકળીત૦
તૃષ્ણા માંહિ તણાયા(૨)જાણી નહિ માયા.—જયદેવ જયદેવ.
ઠાકુરનાથ વિભુ, ગુણ અગણિતતારા,—પ્રભુગુણ૦
આભવના સહુ પાપો (૨)નષ્ટ કરો મારાં;—જયદેવ જયદેવ
રણછોડ રાયની આરતી, જે ભાવે ગાશે;—પ્રભુ જે ભાવે૦
કેશવનાથ પ્રભુને (૨)ચરણે તેનશે મોક્ષપદી થાશે. જયદેવ જયદેવ.
**બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.**

---

વાંચક:મહાશયો!—પાછળની સ્તુતીઓ કરવાની આવશ્યકતા હોવાથી લખી છે. મહાદેવની સ્તુતી એટલા માટે છે કે ભોળાનાથ ભક્તિદાતા છે. જેથી અવિચળ ભક્તિ આપે. ગુણુપતીની સ્તુતી એ-ટલા માટે છે કે તે ભક્તિકાર્યમાં વિઘ્નોનો નાશ કરે, અને હનુમા-નજીની સ્તુતિ એટલા માટે છે કે નીષ્કામ ભક્તિ કરાવી વિજય વિજય કરાવે. જેથી શ્રી રણુછોડરાય પ્રભુ પોઢ્યા પછી સાયંકાલે નીત્ય આ સ્તુતીઓનું પઠન થાય છે:—

## ( શ્રી ગણુપતિનું સ્તવન. )

(રાગ-લાવણી-મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી-એ.)

જય વિઘ્નહરા ગુણુપતિ ગજાનન સ્વામી.—(૨)
તું જગત તણા દુઃખહર વન્દુ શિરનામી—જય૦
છે મુશકતણું વાહન મોદિક છે પ્યારા—(૨)
અંકુશ ફરશી; ધરી હસ્ત વિષે રઢીયાળા;—જય૦
રિદ્ધિને સિદ્ધિ અષ્ટ તમારી નારી—(૨)
નિજ ભક્ત જનોને મન વાંછીત કરનારી—જય૦
સદજ્ઞાન તણા ભંડાર સત્વગુણ વાળા;—(૨)
સહુ દેવ મહિં સર્વેશ પ્રથમ પુજાયા;—જય૦
હું અલ્પ જ્ઞાની અપરાધિ બહુ જન્મોથી,—(૨)
પણ ઈશ ભક્તિની દિલ વિષે છે પ્રીતિ;—જય૦
તે ભક્તિમાં સહુ વિઘ્ન હરો દુંદાળા—(૨)
કેશવ દર્શન ને કાજ કરૂં નીત્ય કાલા—જય૦

---

## ( કવાલી ગઝલ )

દિનોના દુઃખ હરનારા, ગજાનન આપ દુંદાળા;
સુખો સંતોષ દેનારા, નમુ પ્રેમે પ્રભુ પ્યારા.— ૧
મુશકપર આપ તો ફરતા, જગતના વિઘ્ન સહુ હરતા;
કરે મોદિક બહુ ધરતા, સહુ જન આપને ભજતા.— ૨
શુભાશુભ કાર્ય આરંભે, પ્રથમ તમ વંદના થાયે;
હરે સંકષ્ટ સઘળાંએ. સફળ સહુ કાર્ય કરતારે.— ૩
અમો અલ્પજ્ઞ પાપીને, પ્રભુજી શર્ણ રાખીને;
નકિ નિજ ભક્તિ આપીને, [illegible]ારે બાંહ્ય ઝાલીને— ૪
સહુ દેવો વિષે પહેલા, સ્મરણથી આવતા વ્હેલા;
સદા નિજ ભક્તજન કેરા, સહુએ [illegible]ુતો ટાળ્યા.— ૫
અમારા કર્મ પ્રારબ્ધે, બહુએ વિઘ્નતો આવે;
દયા સાગર દયા લાવે, સહુએ વિઘ્ન તું ટાળે.— ૬
ધરી અંકુશને ફરશી, ગજાનન આપ અવિનાશી;
કરે અમ કાર્યની સિદ્ધિ, અમારી એજ છે અરજી— ૭
યથાબુદ્ધિ અનુસારે, તમારી વિનતી કરીયે;
સદા કેશવ પ્રભુચરણે. અમારી વૃત્તિ સ્થિર કરજે— ૮

બોલો શ્રી ગણપતિ મહારાજકી જય.

## ( શ્રી ડંકેશ્વર મહાદેવનું સ્તવન. )

### ( કવ્વાલી-ગઝલ. )

સદા કલ્યાણ કરનારા, નમું ડંકેશ્વરા વહાલા;
ત્રિપુરને-આપ હરનારા, સર્પ છે કંઠમે કાળા;—૧
મુનિ શ્રી ડંક ભક્તિથી, પ્રસન્ન થયા આપ અવિનાશી;
પ્રસારી જગતમાં કીર્તિ, ઉગાર્યા જન્મ મર્ણથી;—૨
કર્યો ડંકાજ ડાકોરે, કર્યું મહા તિર્થ સ્થળ આપે;
દરશ દ્યે શ્રી હરી સાથે, દેનાર ભક્તિ તણી દરેક;—૩
હલાહલ વીષ છે કંઠે, જટામાં શોભતાં ગંગે;
ગજાનન પાર્વતી અંકે, ત્રિલોચનૂ ભાલમાં ચંદ;—૪
પ્રભુ જય જય શ્રી સચ્ચિદાનંદ, વિભુ જય જય અખંડાનંદ;
પ્રભુ જય જય શ્રી પરમાનંદ, જગતના ટાળજો સહુ ફંદ;—૫
સુખો સંતોષ દેનારા, મનોરથ પૂર્ણ કરનારા;—
દહન કર પાપ સહુ મારા, ત્રિશુલ હસ્તેજ ધરનારા.—૬
અજન્મા આપ જગદિશા, ચિદાનંદ આપ યોગીશા;
જગતમાં સહુ સ્થળે વ્યાપ્યા, કરૂં તમ દર્શની આશા;—૭
કરૂં તમ નામના સ્મરણે, દિએના જન્મને મરણે;
સદા કૈલાસ પ્રભુ ચરણે, અમારી વૃત્તિ સ્થીર કરને;—૮

---

### ( હિંદુસ્તાની ભજનની લાવણી-
### ધરો કંઇ હિત શીખામણ ધ્યાન ગર્વથી નથી નાથ-એ રાગ )

જય ડંકેશ્વર ત્રિપુરારી, જાઉં હું તમપર બલિહારી,
અહો નિર્મ માળ જપું તારી, વિભુ લે આજીવ ઉગારી-જય૦

પંચ વદન શશિ ભાલ ત્રિલોચન, ગૌરવર્ણ શિવરૂપ;—(૨)
નાગ અલંકૃત વ્યાઘ્રચર્મધર, (૨) જય કૈલાસિ ભુપ;—
કિૃપા કર જંગલના લ્હેરી, ગળામાં સર્પ રહ્યો ઝેરી,—જયડંકેશ્વર૦
રૂદ્ર તણાંતો કુંડલ લળકે; ભસ્મ ધરો છો અંગ; (૨)
અરધા અંગે ઉમયા સોહે, નંદિ ભંગિ સંગ;—
ભયાંકર રતિપતિવૈરી, બાજતી નાદ બરદ ભેરી; જયડંકેશ્વર
કામક્રોધ મદ લોભ મોહને, મત્સરને સંહારો;—(૨)
ચંદ્રશેખરા અર્જ કરૂં છું, આ ભવમાંથી ઉગારો;—
જગત આ સ્વાર્થ બંધુ ભારી, કરે છે દેહ સુખીયારી;—જયડંકેશ્વર
ડાકડમરૂને હસ્ત ગ્રહ્યાં છે, રૂદ્ર તણી તો માળ; (૨)
ભાંગ ધતુરના ભોળા ભોગી, કાળ તણા મહાકાળ;—
બનાવું દેહ પરજ મારી, ધરૂં મનશિવ મૂર્તિ તારી; જયડંકેશ્વર
અધમ ઉદ્ધારણ ઇષ્ટશંકરા, ભોળા ઉમયાકાન્ત,—(૨)
કેશવના દિલરામ શિવજી. જય જયશ્રી ડંકનાથ;—
કરૂં છું સ્તુતિ નિત્યતારી, ઉઘાડે મોક્ષ તણી બારી;—જયડંકેશ્વર૦

( ભાકળીયું રૂડું ગામડીયું રયા માટે નાવો શ્યામ—એ રાગ )

( ત્રિપુરારી નમું દિલ થકી, ડંકેશ્વર ભોળા સાંબ;—(૨)
કંઠમેં કાલા, રૂદ્રની માલા;—(૨)
છો ભાંગધતુરના ભોગીરે, અવિનાશી ઇશસાંબ—ત્રિપુરારી.
વૃષભ સંગા. જટામેં ગંગા (૨)
ત્રિલોચન ત્રિશુલધારીરે, જંગલમાં તારૂં સ્થાન—ત્રિપુરારી
વ્યાઘ્રનું અંબર, મૂર્ત છે સુંદિર;—(૨)
ભોળા વિભુતિને લગાવીરે, શોભો છો ગૌરવાન,—ત્રિપુરારી૦

જન્મ મરણનો, ફેરો ટળાવે;—( )

જય કેશવના દિલરામ નમું, ટંકેશ્વર ભોળા સાંબ; ત્રિપુરારી

**બોલો શ્રી ટંકેશ્વર મહાદેવકી જય**

---

## ( શ્રી હનુમાનજીનું સ્તવન. )

**( મઝાદેતે હય ક્યા યાર. તેરે બાલ ઘુંઘરવાલે;—એરાગ. )**

ધન્ય હનુમંત મહાબલવીર, રામતણા નિજ ભકત કહાવે (૨)
સુગ્રીવની કરીમૈત્રિ, સીતાની શોધ કરી,—(૨)
ઉલ્લંઘન કરી ઉદધિ, પ્રભુનો મંત્ર સીતાને પઠાવે;—ધન્ય૦
રાવણનો ત્રોડ્યો બાગ. વધકીધો અક્ષય કુમાર (૨
કર્યો લંક મહિં મહા દાહ, કૂંદી રામ તણા શરણાવે;—ધન્ય૦
કર્યું નિધિ પરસેતુ બંધ, લાવ્યા ગિરિ દ્રોણાચલ;—(૨)
લક્ષ્મણનું કરી રક્ષણ, પ્રભુનો શોકજ દુર કરાવે;—ધન્ય૦
દસ સ્કંધ તણો કરી નાશ, પછી જાએ અવધ પુરવાસ(૨)
સિય રામ લછુમન સાથ, જય જય રામની ધુન બોલાવે;ધન્ય
મહા ભકત થઈ નિષ્કામ, બેઠા જઇ અમરધામ; (૨)
જયકેશવના દિલરામ, જય જય રામતણા મતવાલે; ધન્ય૦

---

## ( કવ્વાલી ગઝલ. )

પ્રભુના ભકત સૌએમાં, ગણાયા શ્રેષ્ટ હનુમંતા;
રમે નિત્ય રામ તમ દિલમાં, સદા બ્રહ્મચારી બળવંતા;—૧
પ્રભુશ્રી રામ ભકિતથી, ઉલ્લંઘ્યા આપ મહા ઉદધિ;
સીતાની શોધતો કીધી, પ્રભુની મુદ્રીકા દીધી;—૨

ઉજાડ્યો બાગ રાવણનો સુતન અક્ષય તમે હણીઆ;
કર્યો મ્હા દાહ લંકે તો, પુકારી રામ શરણાવો;—૩
ગદા લઈ નભ વિષે ઉડ્યા, ગિરિ દ્રોણાચલે પ્હોંચ્યા;
ઉખેડી મુળથી લાવ્યા, લછુમન મૂર્છથી જાગ્યા;—૪
સિંદુરને તેલ છે વ્હાલા, ધરાવું આકની માલા;
હૃદયમાં રામ રહીયાળા, ક્ષમા અપરાધ કર મારા;—૫
કરી ભક્તિ તમે જેવી, થશે ના કોઇથી તેવી,
સદા નિષ્કામ ભક્તિથી, ભજ્યા શ્રી રામને દિલથી;—૬
સદા કેશવતણા વ્હાલા કરૂં તમ પાસ નિત્યકાલા;
ધરો ભક્તિ વિજયમાલા દરશાદે રામ રહીયાળા;—૭

**શ્રી હનુમાન મહારાજની જય.**

**શ્રી રણછોડરાયની જય શ્રી દ્વારિકાધીશની જય.**

**શાંતિઃ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

## समाप्त.

## श्रीकृष्णार्पण मस्तु.

